# કાફિયા-વ્યવસ્થા, છંદ અને ગણવિભાજન સહિત
# અમૃત 'ઘાયલ'ના ૨૦ મતલા
## (ઉદય શાહ)

અમૃત 'ઘાયલ'ના સમગ્ર સંગ્રહ 'આઠોં જામ ખુમારી'માંથી કુલ ૨૦ છંદમાં કુલ ૨૦ મતલા ગણવિભાજન અને કાફિયા-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે.

દરેક કાફિયા-વ્યવસ્થામાં કોઈ એકસરખાં સ્વરવાળા અક્ષર પછીના અક્ષર/અક્ષરો ક્રમ સહિત એકસરખાં જ હોય છે અને ફક્ત સ્વરાંત કાફિયા-વ્યવસ્થામાં ફક્ત છેલ્લા અક્ષરનો સ્વર જ એકસરખો હોય છે. આ લેખમાં પ્રસ્તુત કાફિયા-વ્યવસ્થા સમજવા આ બાબત ધ્યાનમાં રાખવી. કાફિયા-વ્યવસ્થાના ઊંડા અભ્યાસાર્થે મારી વેબસાઈટ પરથી કાફિયા અંગેના લેખનો અભ્યાસ કરવો રહ્યો.

ગણવિભાજનમાં છંદમાં દર્શાવેલ સંધિ મુજબ ગણ અલગ કરવા / ચિહ્નનો પ્રયોગ કર્યો છે. જે તે છંદની સંધિમાં ઉપર ટપકું મુખ્ય પદ્યભાર સૂચવે છે અને નીચે ટપકું ગૌણ પદ્યભાર સૂચવે છે. મુખ્ય અને ગૌણ પદ્યભારના ઊંડા અભ્યાસાર્થે મારી વેબસાઈટ પરથી મારા પુસ્તક 'ગઝલનું છંદશાસ્ત્ર'નો અભ્યાસ કરવો રહ્યો.

| | |
|---|---|
| ૦૧ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા<br>લય : યે મહ્લોં યે તખ્તોં યે તાજોં કી દુનિયા (મુહમ્મદ રફી)<br><br>ભરું છું, ભરી પ્યાલી ખાલી કરું છું;<br>ફરી પ્યાલી ખાલી, ફરીથી ભરું છું.<br>(આઠોં જામ ખુમારી - ૮૧૮)<br>રદીફ : છું<br>કાફિયા : કરું - ભરું<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+રું<br><br>ગણવિભાજન :-<br>ભરું છું/ ભરી પ્યા/લી ખાલી/ કરું છું<br>ફરી પ્યા/લી ખાલી/ ફરીથી/ ભરું છું |

| | |
|---|---|
| ૦૨ | લગાંગ઼ા લગાંગ઼ા લગાંગ઼ા લગાં<br>તર્ક-સંગત નામ : ૪લગાંગ઼ા-ગા<br>લય : ન જી ભરકે દેખા ન કુછ બાત કી (ચંદનદાસ)<br><br>હતા આદમી તે છતા થઈ ગયા;<br>છતા ના થયા તે ખુદા થઈ ગયા.<br>(આઠોં જામ ખુમારી - ૮૧૧)<br>રદીફ : થઈ ગયા<br>કાફિયા : છતા - ખુદા<br>કાફિયા-વ્યવસ્થા : આકારાંત<br><br>ગણવિભાજન :-<br>હતા આ/દમી તે/ છતા થઈ/ ગયા<br>છતા ના/ થયા તે/ ખુદા થઈ/ ગયા |
| ૦૩ | ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં ગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ : ૪ગ઼ાલગાં<br>લય : આપકો દેખ કર દેખતા રહ ગયા (જગજીત સિંઘ)<br><br>કોઈને હું ફકત પ્રેમ દેખાઉં છું;<br>કોઈને પ્રેમનો વ્હેમ દેખાઉં છું.<br>(આઠોં જામ ખુમારી - ૩૧૦)<br>રદીફ : દેખાઉં છું<br>કાફિયા : પ્રેમ – વ્હેમ<br>કાફિયા-વ્યવસ્થા : એકાર+મ<br><br>ગણવિભાજન :-<br>કોઈને/ હું ફકત/ પ્રેમ દે/ખાઉં છું<br>કોઈને/ પ્રેમનો/ વ્હેમ દે/ખાઉં છું |

| | |
|---|---|
| ૦૪ | લગાંલગા લગાંલગા લગાંલગા લગાંલગા<br>તર્ક-સંગત નામ : ૪લગાંલગા<br>લય : ફઝાં ભી હૈ જવાં જવાં હવા ભી હૈ રવાં રવાં (સલમા આગા)<br><br>કદી ખુશી બની ગઈ કદીક ગમ બની ગઈ;<br>અદીઠ દ્રષ્ટિ આખરે જીવનનો ક્રમ બની ગઈ.<br>(આઠોં જામ ખુમારી - ૩૩૦)<br>રદીફ : બની ગઈ<br>કાફિયા : ગમ - ક્રમ<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+મ<br><br>ગણવિભાજન :-<br>કદી ખુશી/ બની ગઈ/ કદીક ગમ/ બની ગઈ<br>અદીઠ દ્રષ્/ટિ આખરે/ જીવનનો ક્રમ/ બની ગઈ |
| ૦૫ | ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં લલ઼ગાગાં<br>તર્ક-સંગત નામ : -લલ+૪લલ઼ગાગાં<br>લય : બીતે હુએ લમ્હોં કી કસક સાથ તો હોગી (મહેન્દ્ર કપૂર)<br><br>એવી જ છે ઈચ્છા તો મેં આ ઘૂંટ ભર્યો લે;<br>છોડ્યો જ હતો કિન્તુ ફરી મીઠો કર્યો લે.<br>(આઠોં જામ ખુમારી - ૪૧૫)<br>રદીફ : લે<br>કાફિયા : ભર્યો - કર્યો<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+ર્યો<br><br>ગણવિભાજન :-<br>એવી/ જ છે ઈચ્છા/ તો મેં આ ઘૂં/ટ ભર્યો લે<br>છોડ્યો/ જ હતો કિન્/તુ ફરી મી/ઠો કર્યો લે |

| | |
|---|---|
| ૦૬ | લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં લગ઼ાગાગાં<br>તર્ક-સંગત નામ : ૪લગ઼ાગાગાં<br>લય : તેરી દુનિયા મેં જીને સે તો બેહતર હૈ કિ મર જાએં (હેમંતકુમાર)<br><br>સમય જાતાં બધું સહેવા હૃદય ટેવાઈ જાયે છે;<br>ગમે તેવું દુઃખી હો પણ જીવન જીવાઈ જાયે છે.<br>(આઠોં જામ ખુમારી - ૧૭૮)<br>રદીફ : જાયે છે<br>કાફિયા : ટેવાઈ - જીવાઈ<br>કાફિયા-વ્યવસ્થા : આકાર+ઈ<br><br>ગણવિભાજન :-<br>સમય જાતાં/ બધું સહેવા/ હૃદય ટેવા/ઈ જાયે છે<br>ગમે તેવું/ દુઃખી હો પણ/ જીવન જીવા/ઈ જાયે છે |
| ૦૭ | ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાંલગ઼ાગા-ગા<br>લય : હોશવાલોં કો ખબર ક્યા બેખુદી ક્યા ચીઝ હૈ (જગજીત સિંઘ)<br><br>બીજ થોડાં દઉં છું વેરી જ્યાં ચરણ ખોડું છું હું;<br>વૃક્ષ થાશે કે નહીં ઈશ્વર ઉપર છોડું છું હું.<br>(આઠોં જામ ખુમારી - ૪૨૩)<br>રદીફ : છું હું<br>કાફિયા : ખોડું - છોડું<br>કાફિયા-વ્યવસ્થા : ઓકાર+ડું<br><br>ગણવિભાજન :-<br>બીજ થોડાં/ દઉં છું વેરી/ જ્યાં ચરણ ખો/ડું છું હું<br>વૃક્ષ થાશે/ કે નહીં ઈશ્/વર ઉપર છો/ડું છું હું |

| | |
|---|---|
| ૦૮ | ગાંલગ઼ાગા ગાંલગ઼ાગા ગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૩ગાંલગ઼ાગા-ગા<br>લય : દિલ કે અરમાં આંસૂઓં મેં બહ ગએ (સલમા આગા)<br><br>બોધ શ્રોતાને ગળે ના ઊતરે;<br>બોલ એમાં સંત-સાધુ શું કરે.<br>(આઠોં જામ ખુમારી - ૮૬૪)<br>રદીફ : *<br>કાફિયા : ઊતરે - કરે<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+રે<br><br>ગણવિભાજન :-<br>બોધ શ્રોતા/ને ગળે ના/ ઊતરે<br>બોલ એમાં/ સંત-સાધુ/ શું કરે |
| ૦૯ | ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા ગાગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાગાંલગ઼ા<br>લય : ઐ દિલ મુઝે ઐસી જગહ લે ચલ જહાં કોઈ ન હો (તલત મહમૂદ)<br><br>ઇન્સાનને ઇન્સાનથી બજવી રહી આ જિંદગી;<br>ઈન્સાનિયતને આજ શી લજવી રહી આ જિંદગી.<br>(આઠોં જામ ખુમારી - ૬૨૩)<br>રદીફ : રહી આ જિંદગી<br>કાફિયા : બજવી - લજવી<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+જવી<br><br>ગણવિભાજન :-<br>ઇન્સાનને/ ઇન્સાનથી/ બજવી રહી/ આ જિંદગી<br>ઈન્સાનિયત/ને આજ શી/ લજવી રહી/ આ જિંદગી |

| | |
|---|---|
| ૧૦ | લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા લલગાંલગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪લલગાંલગ઼ા<br>લય : યે હવા યે રાત યે ચાંદની તેરી ઇક અદા પે નિસાર હૈ (તલત મહમૂદ)<br><br>તને કોણે કીધું હું રંક છું નથી રંક રાયનો રાય છું;<br>મને તોળ સત્યને છાબડે કે હું સત્યલોકનો ન્યાય છું.<br>(આઠોં જામ ખુમારી - ૩૦૯)<br>રદીફ : છું<br>કાફિયા : રાય - ન્યાય<br>કાફિયા-વ્યવસ્થા : આકાર+ય<br><br>ગણવિભાજન :-<br>તને કોણે કી/ધું હું રંક છું/ નથી રંક રા/યનો રાય છું<br>મને તોળ સત્/યને છાબડે/ કે હું સત્યલો/કનો ન્યાય છું |
| ૧૧ | ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા ગાગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાગાંગાગ઼ા<br>લય : દિલ લૂંટનેવાલે જાદૂગર અબ મૈંને તુઝે પહચાના હૈ (મુકેશ અને લતા મંગેશ્કર)<br><br>અશ્રુની રડતી સૂરતમાં મેં હસતી મૂરત જોઈ છે;<br>આ આંખ રડી છે અંત લગી પણ હસતાં હસતાં રોઈ છે.<br>(આઠોં જામ ખુમારી - ૩૩૫)<br>રદીફ : છે<br>કાફિયા : જોઈ - રોઈ<br>કાફિયા-વ્યવસ્થા : ઓકાર+ઈ<br><br>ગણવિભાજન :-<br>અશ્રુની રડ/તી સૂરતમાં/ મેં હસતી મૂ/રત જોઈ છે<br>આ આંખ રડી/ છે અંત લગી/ પણ હસતાં હસ/તાં રોઈ છે |

| | |
|---|---|
| ૧૨ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૪ગાંગાગ઼ાગા-ગા<br>લય : ચેહરા હૈ યા ચાંદ ખિલા હૈ ઝુલ્ફ઼ ઘનેરી શામ હૈ ક્યા (કિશોરકુમાર)<br><br>મન ઠેકાણે હોય તો અવસર ફૂલો જેવા લાગે છે;<br>મન ઠેકાણે હોય નહીં તો પથ્થર પેઠે વાગે છે.<br>(આઠોં જામ ખુમારી - ૬૦૪)<br>રદીફ઼ : છે<br>કાફ઼િયા : લાગે - વાગે<br>કાફ઼િયા-વ્યવસ્થા : આકાર+ગે<br><br>ગણવિભાજન :-<br>મન ઠેકાણે/ હોય તો અવસર/ ફૂલો જેવા/ લાગે છે<br>મન ઠેકાણે/ હોય નહીં તો/ પથ્થર પેઠે/ વાગે છે |
| ૧૩ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા<br>લય : ગમ કા ફ઼સાના કિસકો સુનાએં (શમશાદ બેગમ)<br><br>રૂપ થકી જો પ્રેમ મળે છે;<br>સોનામાં સુગંધ ભળે છે.<br>(આઠોં જામ ખુમારી - ૧૭૭)<br>રદીફ઼ : છે<br>કાફ઼િયા : મળે - ભળે<br>કાફ઼િયા-વ્યવસ્થા : અકાર+ળે<br><br>ગણવિભાજન :-<br>રૂપ થકી જો/ પ્રેમ મળે છે<br>સોનામાં સુ/ગંધ ભળે છે |

| | |
|---|---|
| ૧૪ | ગાંગાગ઼ાગા ગાંગાગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨ગાંગાગ઼ાગા-ગા<br>લય : ઘર આયા મેરા પરદેસી (લતા મંગેશ્કર)<br><br>મીઠાં શમણાં વસમાં શૂળ;<br>મારી ગઝલોનાં બે મૂળ.<br>(આઠોં જામ ખુમારી - ૧૦૧)<br>રદીફ : *<br>કાફિયા : શૂળ - મૂળ<br>કાફિયા-વ્યવસ્થા : ઊકાર+ળ<br><br>ગણવિભાજન :-<br>મીઠાં શમણાં/ વસમાં શૂળ્<br>મારી ગઝલો/નાં બે મૂળ્<br><br>આ ગઝલના મતલાના બંને (ઉલા અને સાની) મિસરામાં ૭ ગુરુ પ્રયોજવામાં આવ્યા છે જ્યારે મતલા સિવાયના બધા જ શેરના ઉલા મિસરામાં ૮ ગુરુ અને સાની મિસરામાં ૭ ગુરુ પ્રયોજવામાં આવ્યા છે. |
| ૧૫ | લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા લંગાલગ઼ાગા<br>તર્ક-સંગત નામ : ૪લંગાલગ઼ાગા<br>લય : મેરી મુહબ્બત જવાં રહેગી સદા રહી હૈ સદા રહેગી (મુહમ્મદ રફી)<br><br>કહું હું શું કે મને મળ્યું શું હસી ખુશીમાં અમન ચમનમાં;<br>મળ્યું છે જે કંઈ જોઈ શકો તો જોઈ લો મારા સજલ નયનમાં.<br>(આઠોં જામ ખુમારી - ૧૩૨)<br>રદીફ : *<br>કાફિયા : ચમનમાં - નયનમાં<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+નમાં<br><br>ગણવિભાજન :-<br>કહું હું શું કે/ મને મળ્યું શું/ હસી ખુશીમાં/ અમન ચમનમાં<br>મળ્યું છે જે કંઈ/ જોઈ શકો તો/ જોઈ લો મારા/ સજલ નયનમાં |

| | |
|---|---|
| ૧૬ | ગાગાંલગ઼ા લગાંગ઼ા ગાગાંલગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(ગાગાંલગ઼ા+લગાંગ઼ા)<br>લય : બૂંદેં નહીં સિતારે ટપકે હૈં કહકશાં સે (મુહમ્મદ રફી)<br><br>છે કાંઈ જિંદગીમાં તો એ જ છે સહારો;<br>એક યાદ છે તમારી એક શ્વાસ છે અમારો.<br>(આઠોં જામ ખુમારી - ૧૪૪)<br>રદીફ : *<br>કાફિયા : સહારો - અમારો<br>કાફિયા-વ્યવસ્થા : આકાર+રો<br><br>ગણવિભાજન :-<br>છે કાંઈ જિં/દગીમાં/ તો એ જ છે/ સહારો<br>એક યાદ છે/ તમારી/ એક શ્વાસ છે/ અમારો |
| ૧૭ | લલગાંલગ઼ા લગાંગ઼ા લલગાંલગ઼ા લગાંગ઼ા<br>તર્ક-સંગત નામ : ૨(લલગાંલગ઼ા+લગાંગ઼ા)<br>લય : મુઝે ઈશ્ક હૈ તુઝીસે મેરી જાન ઝિન્દગાની (મુહમ્મદ રફી)<br><br>કે છે મારી જન્મતિથિ અતિ તેથી પી ગયો છું;<br>કે હું બહુ છકી ગયો છું કે હું બહુ ચગી ગયો છું.<br>(આઠોં જામ ખુમારી - ૮૩૯)<br>રદીફ : ગયો છું<br>કાફિયા : પી - ચગી<br>કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત<br><br>ગણવિભાજન :-<br>કે છે મારી જન્/મતિથિ/ અતિ તેથી પી/ ગયો છું<br>કે હું બહુ છકી/ ગયો છું/ કે હું બહુ ચગી/ ગયો છું |

| | |
|---|---|
| ૧૮ | ગાગાં લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં<br>તર્ક-સંગત નામ :  -લલ+૨(લલ઼ગાગાં+લગ઼ાલગાં)<br>લય : ઉનકે ખયાલ આએ તો આતે ચલે ગએ (મુહમ્મદ રફી)<br><br>સહુને ગમી ગઈ હતી એવી અસલ હતી;<br>નાજુક હતી પરંતુ ગજબની ગઝલ હતી.<br>(આઠોં જામ ખુમારી - ૪૪૩)<br>રદીફ : હતી<br>કાફિયા : અસલ - ગઝલ<br>કાફિયા-વ્યવસ્થા : અકાર+લ<br><br>ગણવિભાજન :-<br>સહુને/ ગમી ગઈ/ હતી એવી/ અસલ હતી<br>નાજુક/ હતી પરં/તુ ગજબની/ ગઝલ હતી |
| ૧૯ | લગ઼ાલગાં લલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : ૨(લગ઼ાલગાં+લલ઼ગાગાં)-ગા<br>લય : કભી કિસીકો મુકમ્મલ જહાં નહીં મિલતા (ભૂપિન્દર સિંઘ)<br><br>કે ભૂલ ભેગી વધુ એક ભૂલ કરવી છે;<br>અસંખ્ય ભૂલ કરી છે કબૂલ કરવી છે.<br>(આઠોં જામ ખુમારી - ૩૪૩)<br>રદીફ : કરવી છે<br>કાફિયા : ભૂલ - કબૂલ<br>કાફિયા-વ્યવસ્થા : ઊકાર+લ<br><br>ગણવિભાજન :-<br>કે ભૂલ ભે/ગી વધુ એ/ક ભૂલ કર/વી છે<br>અસંખ્ય ભૂ/લ કરી છે/ કબૂલ કર/વી છે |

| | |
|---|---|
| ૨૦ | ગાલ઼ગાગાં લગ઼ાલગાં લલ઼ગા<br>તર્ક-સંગત નામ : લ+લલ઼ગાગાં+લગ઼ાલગાં+લલ઼ગાગાં-ગા<br>લય : તુમકો દેખા તો યે ખયાલ આયા (જગજીત સિંઘ)<br><br>કેમ ભૂલી ગયા દટાયો છું;<br>આ ઇમારતનો હું ય પાયો છું.<br>(આઠોં જામ ખુમારી - ૩૦૭)<br>રદીફ : છું<br>કાફિયા : દટાયો - પાયો<br>કાફિયા-વ્યવસ્થા : આકાર+યો<br><br>ગણવિભાજન :-<br>કેમ ભૂલી/ ગયા દટા/યો છું<br>આ ઇમારત/નો હું ય પા/યો છું |

છંદ ક્રમાંક ૧૯ અને ૨૦માં છેલ્લી સંધિમાં બે લઘુઅક્ષરના સ્થાન પર એક ગુરુઅક્ષર લેવાની છૂટ છે.

સંયુક્ત ઉચ્ચારવાળા (લલ્ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈ પણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા (લલ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ મુખ્ય અને ગૌણ પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર તથા છંદના અંતિમ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય નહીં. આ છૂટ એ રીતે લેવાની રહેશે કે જેથી સ્પષ્ટ ઉચ્ચારવાળા બેથી વધુ લઘુઅક્ષરો એકસાથે ન આવે. એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા (લલ સ્વરૂપના) બે લઘુઅક્ષરોના પ્રયોગની છૂટ ઉપરોક્ત નિયમને આધીન ફક્ત અષ્ટકલ સંધિ 'ગાંગાગ઼ાગા' અથવા 'ગાગાંગાગ઼ા'ના આવર્તિત સ્વરૂપના છંદો પુરતી જ મર્યાદિત રાખવી હિતાવહ છે.

અમૃત 'ઘાયલ'
જન્મ :- ૧૯-૮-૧૯૧૬, સરધાર (રાજકોટ).
અવસાન :- ૨૫-૧૨-૨૦૦૨, રાજકોટ.
કાવ્યસંગ્રહ :- શૂળ અને શમણાં, રંગ, રૂપ, ઝાંય, અગ્નિ, ગઝલ નામ સુખ, આશ્ચર્ય વચ્ચે, પશ્ચાત્.
ગઝલનું છંદશાસ્ત્ર :- ગઝલ : કલા અને કસબ.

